મહાતલ એ અધસ્તાત્ છે. ભૂલોકનો વિસ્તાર પંચાશત કોટી યોજનનો નિર્ણિત કરેલો છે.

ભૂલોકથી ઉર્ધ્વમાં ભુવર્લોક છે. એ ભુવર્લોકમાં અશ્વિન્યાદિ ૨૭ નક્ષત્રો, બીજા જ્યોતિરૂપ તારાઓ તથા ગ્રહો વગેરેનો સમાવેશ થાય છે. તેનાથી ઉર્ધ્વમાં સ્વર્લોક છે; તેમાં મહેન્દ્રલોક, મહર્લોક, જનલોક, તપલોક, અને સત્યલોક છે. મહેન્દ્રલોકમાં ત્રિદશ, અગ્નિષ્વાત્ત, યામ્ય, તુષિત, અપરિનિર્મિત વશવર્તી, અને પરિનિર્મિત વશવર્તી એ ૭ પ્રકારના દિવ્ય શરીરીઓ વસે છે, એ લોકો સર્વ સિદ્ધ સંકલ્પના, કલ્પાયુષી, ઔપપાદિક (માતાપિતાના સંયોગ વિના તે લોકની નીતિ અનુસાર પરમાણું યોગથી અદૃષ્ટવશાત ઉત્પન્ન થતા) દેહવાળા, ઉત્તમ અપસરસ આદિ પરિવારવાળા તથા અણિમાદિ સિદ્ધિવાળા હોય છે. એ લોકની ઉર્ધ્વમાં મહર્લોક છે. તેમાં કુમુદ, ઋભુ, પ્રત્તર્દન, અંજનાભ અને પ્રતિનાભ, એ પાંચ પ્રકારના દેવ સમૂહ હોય છે. જેઓ પાંચ મહાભૂતોનો ઇચ્છાનુસાર પરિણામ કરવા સમર્થ હોય છે અર્થાત્ જે પંચ મહાભૂતોને જીતે છે તે મહર્લોકમાં જાય છે.

"એથી ઉર્ધ્વમાં જનલોક છે. એ લોકમાં બ્રહ્મપુરોહિત, બ્રહ્મકાયિક, બ્રહ્મમહાકાયિક અને અમર એ પ્રમાણે મુખ્ય ચાર જાતના દિવ્ય શારીરીઓ છે. આ દેવોને પંચભૂત અને ઇન્દ્રિયો બન્ને વશ હોય છે અર્થાત્ એ બન્નેની ઇચ્છાનુસાર પરિણામ કરવા એ સમર્થ હોય છે.

એ લોકની ઉર્ધ્વમાં તપલોક છે. તપલોકમાં આભાસ્વર, મહાભાસ્વર અને સત્યભાસ્વર નામના ત્રણ પ્રકારના દેવો વસે છે. એમને ભૂત ઇન્દ્રિય અને અહંકારરૂપ એ ત્રણ વશ વર્તે છે, તેથી એ દેવો ભૂત, ઇન્દ્રિય અને અહંકારરૂપ ચિત્ત, એ સર્વને ઉત્પન્ન કરવા સમર્થ હોય છે.

"એ લોકોથી ઉર્ધ્વમાં સત્યલોક છે. તેમાં અચ્યુત, શુદ્ધ નિવાસ, સત્યાભ અને સંજ્ઞાસંજ્ઞી એવા મુખ્ય ચાર પ્રકારના દેવો વસે છે. એ સર્વ મહતને વશ વર્તાવનારા હોય છે. તેમાં અચ્યુત સવિતર્ક યોગના, શુદ્ધ નિવાસ સવિચાર યોગના, સત્યાભ આનંદ માત્ર યોગના, અને સંજ્ઞાસંજ્ઞી આસ્મિતા માત્ર યોગના આનંદને અનુભવનાર છે. આ સર્વ ભુવનોનું જ્ઞાન સૂર્યમાં સંયમ કરવાથી પ્રાપ્ત થાય છે."

કુસુમઃ "એ સંયમ કેવી રીતે થાય?"

રાધેદાસઃ "મૈયા, એ સર્વ સંયમો કેવી રીતે કરવા તે પાત્રાપાત્રનો વિધિ જાણી શ્રી સદ્ગુરૂ દર્શાવે તે પ્રમાણે કરવા."

ચંદ્રકાન્તઃ " સંસારને જાગ્રત કરી યોગ વિદ્યા સાથે સ્થૂળ નો સંયોગ કરી આકાશાદિ તત્ત્વને સાધ્ય કરી મહાન્ વિભૂતિ વી જન માત્રનું કલ્યાણ કરવાની યોજના યોજવી જરૂરની છે."

મોહિની મૈયા : " તુમારે કલ્યાણગ્રામમેં ઇસ કલાકું બિસ્તારો."

ચંદ્રકાન્ત : " આપ જેવી તાપસીઓની કૃપા વિભૂતિથી જે તે ખરૂં."

કુસુમ : " ચંદ્રકાન્ત ભાઇ, એ તો નૂતન પ્રજામાં સંસ્કાર કરેથી થાય."

મંદ મંદ હાસ્ય કરતાં ચંદ્રકાન્ત બોલ્યો: "ત્યારે તમે તેમ કરજો." વાક્યપ્રહાર કરતાં હાસ્યસૂચક આંગળીથી કુસુમ સામે ચાળો કર્યો.

વામની આનંદપ્રફુલ્લ વદને કુદકો મારતાં બોલી : " એ તો સમજ ગઇ. કુસુદ મૈયાકે શિર બાજી આ પડી."

બિન્દુએ લજ્જાવિનિત થતાં પ્રફુલ્લ નેત્રો ચગાવતા પાસે બેઠાં કુસુમને આંગળીથી અટકચાળું કર્યું.

કુસુમની સગર્ભા સ્થિતિ અન્ય જનોને પારદર્શક થઇ ગયેલી ી જાણી, લજ્જા વિનિત થયેલી કુસુમે લજ્જા અને રોપના ેશમાં ઉત્તર કર્યો : " એવું હાસ્ય કરતાં નહિ."

ચંદ્રકાન્ત : " કુસુમ ભાભી, એમાં ગુસ્સો શાનો કરો છો ? ષ્યની પ્રજાને ઉન્નતિના સંસ્કારમાં નાખવાનું કામ હવે તમારે આવનાર છે."

આનંદ ઉમળકાથી પ્રફુલ્લ થયેલા હૃદયે કુસુદ કંઇ બોલવા ી હતી એટલામાં તો કુસુમે ત્વરાથી ઉઠી કુસુદનું મ્હોં હાથથી ી દીધું ને બોલી : " મ્હોટી બ્હેન, તમે કંઇ પણ બોલો તો ારા સમ."

ગંગા ભાભીએ તાળીઓ પાડી અને સર્વેએ તે ઝીલી લીધી.

ચંદ્રકાન્તે અટ્ટહાસ્ય કર્યું.

વામનીએ ઉભી થઇ કુસુમના માથા ઉપર હાથ ફેરવી ઓવા- ણાં લીધાં. સર્વેએ મંદ મંદ હાસ્ય કરતાં મુખ મલકાવ્યાં.

સરસ્વતીચંદ્ર મૌન્ય ધારી આ સર્વ કાળમાં સાક્ષિભૂત રહ્યો ો; તેને પણ આ પ્રસંગે જરા હાસ્ય આવ્યું.

આ સર્વ બનાવથી કુસુમે લજ્જાવિનિત થતાં, રોપ દર્શાવતાં, ાવેશમાં છણકા કર્યા.

માંગલિક વિનોદમાં, આનંદ ઉમળકાથી પ્રમત્ત થયેલા પ્રમાદધને આવેશમાં આવી વાણી ગર્જાવી : “ **ભવિષ્યની પ્રજાનો જય થાઓ.** ”

ચંદ્રકાન્તે કુસુમ સ્હામું કટાક્ષથી મધુરૂં હાસ્ય કરતાં અનુમોદન આપતાં અભિવંદન આપ્યું.

ઉશ્કેરાયલી કુસુમે બનેવી સાથે હાસ્યમાં બોલવાનો હક્ક વિચારી આનંદ સાથે રોપાબાસ પાડતાં કટાક્ષમાં કહ્યું: “ મ્હારૂં રંકનું શાદને હાસ્ય કરો છો ? એવો વખત પ્રભુ તમને પણ આપશે. ”

હર્ષાનંદમાં પ્રમત્ત થયેલો ચંદ્રકાન્ત બોલ્યો : “ કુસુમ બાળીનું વાક્ય સત્ય થાઓ. **ભવિષ્યની પ્રજા ભારતનું સર્વ વાતે તારણ કરો.** ”

ચંદ્રાવલીએ: બે હાથ ઊંચા કરી આશીર્વાદ આપતાં ‘ યદુ **નંદનકી જય, કુમુદ મૈયાકી જય, કુસુમ મૈયાકી જય** ’ એવો ધ્વનિ કર્યો. સર્વેએ તે પ્રમાણે જય બોલાવી. સર્વત્ર જય જય ધ્વનિ ગાજી રહ્યો.

